'' श्रीनटवरवपुर्जयति ॥

# શ્રીદયારામવાણી.

ભાગ પહેલો.

સંશોધક:
વસંતરામ શાસ્ત્રી.

એક આનો.

# કાંઈક.

ભક્ત કવિવર દયારામભાઈની વાણીમાં કયું ભક્ત હૃદય મુગ્ધ બન્યું નથી ? એ મહાન્ કવિએ, મહાન્ વિદ્વાને, મહાન્ અનુભવીએ, મહાન્ રસિક ભગવદ્‌ભક્તે ગુર્જરગિરામા જે સાહિત્ય પ્રકટ કર્યું છે, જે રસપ્રતિષ્ઠા કરી છે, તે ચિરસ્મરણીય છે.

તેમાંએ શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવો તો એમના કાયમના ઋણી બન્યા છે. જે ઓજસ્વિતા ભરી અને રસપૂર્ણ ભાષામા એમણે પુષ્ટિસંપ્રદાયનું રહસ્ય સમજાવ્યુ છે, તેનું સ્થાન અદ્વિતીય છે. એ મહાનુભાવી ભક્તનું સ્થાન પણ શ્રીપુષ્ટિસંપ્રદાયમા ઘણું ઉચ્ચ છે એમની ભાવના તો વૈષ્ણવો પ્રભુ પાસે માગી રહ્યા છે.

એ રસિક ભગવદીય કવિવરનો આજે ૧૪૭ મો જન્મદિન છે. આજના સુમંગલ દિને એમની વાક્સુધાનો આસ્વાદ લઈએ. એમની ભાવનાને ક્ષણવાર હૃદયમાં પધરાવી ભક્તિરસનો અનુભવ કરીએ. આવા મહાપુરુષની વાણીનું કીર્તન એ તેમનો આદર છે અને એમાં જ આપણા કલ્યાણનું બીજ રહેલું છે.

વસંતરામ શાસ્ત્રી.

# શ્રીદયારામવાણી.

## ભાગ ૧ લો.

---

### શ્રીકૃષ્ણના ધ્યાનનું ધોળ.

ઢાળ, પદ ૧ લું.

પ્રથમ પ્રભાતે શ્રીકૃષ્ણનું સ્મરણ કરીયેરે;
વ્રજની લીલા સઘળી હરિની અંગે ધ્યાને ધરીયેરે. ૧
હરિનો મુગટ તે તો વૈકુંઠનો સાર લહીયેરે;
હરિના કુંડલ તે તો સાંખ્ય યોગ નિશ્ચે કહીયેરે. ૨
હરિને નાકે મોતી રાધિકાનું રૂપ છેરે,
ચંદ્રાવળી ચિબુક આભરણનું સ્વરૂપ છેરે. ૩
હરિનું હસવું તે તો મોહિની માયા કેહેવાયરે,
મુરલી શિવજીનું સ્વરૂપ એવું વેદ ગાયરે, ૪
હરિનું તિલક શુદ્ધ પ્રેમને પ્રમાણીયેરે,
કૌસ્તુભમણિ હૃદે જીવ તત્ત્વ જાણીયેરે. ૫
શ્રીવત્સ લાંછન તે મણિની છાય જાણજોરે,
વનમાળા ગુંજા છે ભક્ત ઉર આણજોરે. ૬
માયા પીતાંબર ને છડી બ્રહ્મારૂપ લહ્યુ રે;
ઈંદ્ર શૃંગી મેઘ કેશનું સ્વરૂપ કહ્યુ રે ૭
સંગે ગોપીજન તે શ્રુતિઓ છે વેદનીરે,
ગોપ મંત્ર તેની વાત કહું ભેદનીરે. ૮

શ્રીરાધાજી કૃષ્ણઆત્મારૂપ પ્રેમભક્તિરે;
નંદજી તો અક્ષરબ્રહ્મ જશોદા જાણો મુક્તિરે. ૯
શ્રી ગોકુળ તે વ્યાપિવૈકુંઠ સાક્ષાત છેરે;
ઙરમા કમળ વિશ્વરૂપ વેદે વાત છેરે. ૧૦
એવું ધ્યાન સદા શ્રીકૃષ્ણનું પ્રીતે ધરીયેરે,
વ્રજમાં વાસ મળે ભવસાગરને ક્ષણમાં તરીયેરે. ૧૧
સરવે વિસ્તારીને કહેતાં ગીત વાધી જાયરે;
માટે દાસ દયો કાંઇએક હરિના ગુણ ગાયરે. ૧૨

---

## પ્રાતઃસ્મરણ.

### રાગ ભૈરવ, પદ ૨ જુ

પ્રથમ પ્રભાતે શ્રીગુરુ વલ્લભના લો નામરે,
પુરુષોત્તમ પૂરણકામ, શ્રીમહાલક્ષ્મી પતિજી;
શ્રી લક્ષ્મણરાજકુમાર, (શ્રી)અલંમાજી પુત્ર ઉદાર,
શ્રીવલ્લભ પ્રાણઆધાર, ચરણ રાખો રતિજી. ૧
શ્રીગોપીનાથ નિધાન, એ છે પૂરણ પુરુષ પ્રમાણરે,
જોગી જનને ધ્યાને ધરવા દોહલારે,
શ્રીવ્યાપક વિશ્વાધાર, સુખદાયક નંદકુમારરે,
અક્ષર બ્રહ્મ અખંડ તે, ક્યાહાંથકી સોહેલાજી. ૨
શ્રી ગોવર્ધન ઉદ્ધરણ, શ્રીરાધિકા રમણ ,

એ વ્રજજુવતી સુખકરણ, સ્વીય સુખ માનજોએ,
શ્રી રુક્મિણીરમણ, શ્રીપદ્માવતી પ્રાણજીવનરે,
શ્રીવિઠ્ઠલ તન મન ધન, તે અધિકા જાણજોજી. ૩
કૃષ્ણપ્રિયે શ્રીયમુનાજી, શ્રીમહારાણીનુ નામરે,
એ સરવે સુખનું ધામ, શ્રીકાલિંદીજી કહિયેજી;
શ્રી નવનીતપ્રિય લાલ, શ્રીમથુરાનાથ કૃપાળરે,
શ્રી વિઠ્ઠલનાથ દયાળ, દયાસમુદ્ર લહિયેજી. ૪
શ્રીગોકુળપતિ શ્રીદ્વારિકાનાથ, ગુણનિધિ સૌ ગુણગાથરે,
એ અનાથના છે નાથ, શ્રીગોકુળચંદ્રમાજી,
શ્રી મદનમોહનજી કોટિ મન્મથ મદનસદનરે,
શ્રીબાળકૃષ્ણજીના વદનતણી શી ઉપમાજી. ૫
શ્રી ગિરિધરજી ગુણવંત, જેનો કોઇ ન પામે અંતરે,
શ્રી રાણી ભામિની વહુજીને, આનંદદાયક ભાવિયાજી;
જે જે શ્રી ગોવિંદ, એ છે પૂરણ પરમાનંદરે,
શ્રી રાણી વહુજીના ચિત્ત વિષે લક્ષ ભાવિયારે. ૬
શ્રી બાળકૃષ્ણ રસરૂપ, એ છે સુરૂપતણાજ સુરૂપરે,
એ કમલાકાંત અનંતની, ઉપમા કો નહીંજી;
શ્રી ગોકુલેશ શુભ નામ, જેની માળા રાખો દામને,
શ્રી પાર્વતીપતિ કામના પૂરણ છો સહીજી. ૭
શ્રી રઘુપતિ તેજ ભંડાર, એમના ગુણજશનો નહિ પારરે,
શ્રી જાનકી જીવનપ્રાણ ભક્ત ચિંતામણીજી,

શ્રી જદુપતિ જગજીવન, તેહેના પ્રફુલ્લિત પ્રસન્નવદનરે,
શ્રી મહારાણી વહુજી ધન્ય, જે શિર એ ધણીજી ૮
શ્રી ઘનશ્યામજી ગુણ ગાયા, પુષ્ટિ પથ પૂરણ ચાહ્યા,
શ્રી કૃષ્ણાવતી વહુજીના નામ હૃદે વસોજી;
રુક્મિણી સત્યભામા શોભા, યમુના કમળા કહીએરે,
દેવકાં બેટીજી, સહિત પરિકર સ્મરિયેજી. ૯
શ્રી દામોદરદાસ, મહાપ્રભુપદપંકજની પાસરે,
સૂરદાસ જગત પ્રકાશ, પરમાનંદદાસ છેજી;
અતિ અનન્ય કુંભનદાસ, રાધે કૃષ્ણદાસ રસરાસ,
એ ચારે મુખ્ય શ્રીવલ્લભચરણનિવાસ છેજી. ૧૦
લીલા શ્રી ગિરિવરધારી, લયો ચારે જૂથ સંભારીરે,
એ વૈષ્ણવ લેજો વિચારી, વસ્તુ અશેષ છેજી;
શ્રી ગોવર્ધન શ્રીગોકુલ ધન્ય, શ્રીમથુરા મન આનંદરે,
શ્રી વૃંદાવન વખાણો, વ્રજ સહુ દેશનેજી. ૧૧
ચોરાશી સંભાળો વૈષ્ણવ બસે બાવનને ધારોરે,
શ્રી વલ્લભ સૃષ્ટિ વિચારો ક્ષણ પલ દિન પ્રતિજી,
વલ્લભનો પરિવાર, સહુ સૃષ્ટિશિરોમણિ સારરે,
સમરો સહુ વારવાર, ઘડી પળ નેમસુજી. ૧૨
હું માગું શ્રી વ્રજરાજ, મુજને એ સ્મરણ નિત થાયરે,
જેહેના **દયારામ** જશ ગાય, નહિ ઘડી પળની તૃપ્તિજી. ૧૩



# સ્વરૂપવિચાર.

## કાલિંગડો, પદ ૩ જું

કેવા કહિને તમને વર્ણવું વ્રજપતિ,
કંઇ કહેતા સંભવતું નથી હે શ્રીનાથજી. ટેક.
વિરુદ્ધધર્માશ્રય રૂપ અકળિત ગતિ,
સહુ વાતે શ્રેષ્ઠ છો સર્વથી હે શ્રીનાથજી. ૧
જીવ અણુમાત્ર અંતર વસો અતિ અણુ,
મોટું તનુ કોટિ બ્રહ્માંડથી હે શ્રીનાથજી,
આચ્છાદિત કોટિ માયા થકી અતિ ઘણું,
પ્રકાશક અતિ માર્તંડથી હે શ્રીનાથજી ૨
ભક્તરિપુ ભયંકર કોટિ કાળથી અધિક,
ભયંકર કોટિ શિવથી અતિ હે શ્રીનાથજી,
કોટિ અર્ભક અધિક અજ નિજ ભક્તહિત,
કોટિ ગણપતિ અધિક મહામતિ હે શ્રીનાથજી. ૩
ઈંદ્ર કોટિ અધિક ભોગી ભગવંત છે,
કોટિ શુક અધિક યોગેંદ્ર છો હે શ્રીનાથજી,
કોટિ અગ્નિ અધિક દહનતા આપમાં,
શીતલ અધિકા કોટિક ચંદ્ર છો હે શ્રીનાથજી. ૪
કમલ કોટિ અધિક મૃદુ હૃદય જનદુખે,
વજ્રાધિક કઠિન દુર્જન સમે હે શ્રીનાથજી,

કોટિ અવગુણુ ગણો ગુણુ અધિક નિજ તમે,
કોટિ ગુણુ દોષ નિજજન દમે હે શ્રીનાથજી. ૫
વેદ તપ દાન ધ્યાન પુજન કરે તેના તે,
અનન્ય ભક્તિ આધીન છો હે શ્રીનાથજી,
કાલ માયા કપે બ્રહ્માદિક ભય ધરે,
તે શ્રીગોપીજન આગળ દીન છો હે નાથજી. ૬
જગત દુર્લભ ઘણા તે સુલભ ભક્તને,
પ્રેમવશ ન કરવાનું કરો હે શ્રીનાથજી;
અકથ અપરાધ અતિ બાધ માનો નહિ,
વિનતિ પણુ કલેશ કોટિ હરો હે શ્રીનાથજી. ૭
શ્રીવલ્લભ શરણુ સંબધે મુને શ્રીહરિ,
ભક્ત સાચો કરો સર્વદા હે શ્રીનાથજી,
દુષ્ટ સંગતિ દુર્મતિ રતિ પાપમા,
કહે દયો આપશો મા કદા હે શ્રીનાથજી. ૮

---

## યાચના.

ગરબી, પદ ૪ થુ.

પાઓ પ્રેમરસ પ્રાણુજીવન રે, દીન થઈ જાચુ રે;
મુક્તિમાર્ગીને આપજો જ્ઞાન રે, હુ તો નવ રાચું રે. ૧
રીઝે રાબડી થકી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે,

આમો હું રાજના ખાસા ખવાસ, એ મુક્તિ મન ન આવેરે. ૨
નિત્ય નિરખીએ શ્રીનટવરરૂપ રે, હોંસ હૈયામાંથી રે;
મન માન્યું મળે સહુ સુખ રે; તે એકતામા ક્યાથી રે. ૩
દિવ્યરૂપ છો સદા સાકારરે, આનંદના રાશિરે;
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસીરે. ૪
દુષ્ટ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે,
તે છતે સ્વામીએ સોહાગિણીનું સુખ, એ સ્વપ્ને દેખેરે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે;
કૃપે આપને કરો તેવી ટેવ રે, અન્ય રખે ભાવો રે. ૬
વિના લાલચનું લાલ મને વહાલ રે, અચલિત આપોરે,
વિષય વાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માંગુ રે;
દયાપ્રિયતમજી આપો મુને એહ રે, પાયે લળી લાગું રે. ૮

---

## કૃતાર્થતા.

### ગરબી, પદ ૫ મું.

જેના હૃદયમાં અખંડ રસિકરૂપ, તેને કાંઇ નથી કરવું રે;
પૂર્ણ લીલાસહ રાધા વ્રજ ભૂપ, તેને બાકી નથી તરવું રે. ટેક.
જેને દૃઢ આશ્રય શ્રીવલ્લભદેવ, તેને કાંઇ નથી કરવું રે,
વ્યસન કૃષ્ણ મુખ્ય માનસી સેવ, તેને બાકી નથી તરવુ રે.

લૌકિકવૈદિક તજી શુદ્ધ શ્રીજી શરણ, તેને કાંઇ નથી કરવું રે,
દીનભાવ વિરહતાપ ગિરિધરણ, તેને બાકી નથી તરવું રે.
ભજન સર્વાત્મા હરિ ગુરુ સંત, તેને કાંઇ નથી કરવું રે;
દૃઢ પ્રતીતિ ગુણગાન ગોપીકાંત, તેને બાકી નથી તરવું રે.
સદા સુમતિ શ્રીકૃષ્ણ નામ જાપ તેને કાંઈ નથી કરવું રે;
ભક્ત દાસ દયા જગત અલગ પાપ, તેને બાકી નથી તરવું રે;
પ્રપંચ વિસ્મૃતિ મતિ કૃષ્ણાસક્ત, તેને કાંઇ નથી કરવું રે,
ત્યાગ તોષ સંગ રંગ કૃષ્ણ ભક્ત, તેને બાકી નથી તરવું રે.
સહજે આત્મસાત કર્યો કૃપાનાથ, તેને કાંઇ નથી કરવું રે,
ગુરુ ભગવદીયે આલ્યો હસી હાથ, તેને બાકી નથી તરવું રે.
આસક્ત સહજે કૃષ્ણ કૃપાવડે થાય, તેને કાંઈ નથી કરવું રે,
એનો જીવ પાસે ના મળે ઉપાય, તેને બાકી નથી તરવું રે;
સહેજે પ્રીતિ વિશ્વાસ પ્રભુ સંગ, તેને કાંઈ નથી કરવું રે;
દયાના પ્રીતમનો જેની ઉપર રંગ, તેને બાકી નથી તરવું રે

---

## અનન્યતા.

પદ ૬ હું

હરિને ભજે વળી અન્ય આરાધે,
તે અનન્ય ભક્ત ના કહાવે,
અંતે તો સહાય શ્રીકૃષ્ણ કરે પણ,
આગળથી અથડાવે રે, હરિને. ૧

१०८७०



ભજતા ગોવિંદ કોઈ નવ રહે ભાક્રારે,
મૂળનું પાણી સઘળે પહોચેરે;
શાખાઓ છાટે તરુ તૃપ્તિ ના પામેરે,
શ્રમ પહોચે સમજે ત્યારે શોચેરે. હરિને. ૨
ઘેર ગોવિંદ નિંદે અંબા આરાધ્યાંરે,
અજગરે ગળીયા પીડા પામ્યારે,
પરિણામે છુટયા તો જ્યારે શ્રીપ્રભુએ છોડાવ્યા,
પણ દેવીથી દુખ નવ વામ્યારે હરિને. ૩
અભયાનો આશ્રય કીધો અંબરીષ ભકતેરે,
દુર્વાસાદ્વારા દુખ દીઠુંરે;
રક્ષણ સુદર્શનરૂપે કૃષ્ણે કર્યું,
પણ ક્ષુધા કષ્ટ વર્ષ એક વેઠયુંરે હરિને. ૪
પાંડવના ઘરમા પ્રકટ પ્રભુ વસ્યા પણ,
શિવાદિકને સેવ્યાની શ્રદ્ધા મનમાંરે;
કુંતા સબધે કેશવ કષ્ટે (તો) ધાયા,
પણ વિવિધની પીડા પામ્યા વનમારે હરિને. ૫
એવા ઇતિહાસ ઘણા સ્વલ્પમા સમજો રે,
અન્યાશ્રયે કીધે એવુ થાયરે;
બહુ ઘરનો પરોણો જેમ ભુખે મરે પણ,
ઓળંભો કોઇને ના દેવાયરે. હરિને. ૬

એક આસાક્ત વિના ચિત્ત ના ચોશયરે,
સંશય ત્યા લગી સિદ્ધિ શાનીરે;
કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે,
એના બાલકને આશા એનીરે. હરિને. ૭

---

પદ ૭ મુ.

એક વર્યો ગોપીજન વલ્લભ, નહીં સ્વામી બીજો.
નહીં સ્વામી બીજોરે, મ્હારે નહીં સ્વામી બીજો. ટેક.
અવર કોઇનું કામ ન મ્હારે, રીજો કે ખીજો;
કૃષ્ણ કરે તે પ્રમાણ, કારજ વણસો કે સીજો,
પ્રાણ જાય પણ અન્ય કૃતિમાં, મન રખે ભીજો એક. ૧
સુખી દુ.ખી જેમ ગમે તેમ રાખે, એના ગુણ ગાઉ
વિના મૂલનો ઘર ગુલામ, વેચે ત્યા વેચાઉ,
એજ ગમ્યો એથી મન માન્યું, બીજો નવ ચાહું;
એના અતિ અવતાર હુ કોઇનો, દાસ ન કહેવાઉ. એક. ૨
કૃષ્ણવિના શિર અવર નમે, તો છેદનનો દંડ
નંદકુંવર વણ નામ જપે તો, જીહ્વા કરૂ શતખંડ
અવર દેવની આશ કુ- અઘ ભજે વળી બ્રહ્માંડ,
અન્ય અમર દર્શન દોડે પગ, તો પાડુ પિંડ. એક. ૩

હું ચાતક જળ સ્વાતી શ્રીજી, હું જખ હરિ વારી;
હું હારીલ કાઠી હરિ દ્રઢવત, ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહીં, તે કહીયે વ્યભિચારી,
શ્રીગુરુદેવ નભાવજો કહે દયો, સદા ટેક મારી. એક. ૪

---

## આસક્તિ.

### પદ ૮ મું.

એવા મુને વહાલા થાઓ વ્રજભૂપ,મારૂં મનમોહ્યું રહે તવરૂપ. એવા.
જેવોવહાલો લાગે છે મૃગને રાજ,જેવો વહાલો મણિલાગેછે નિજનાગ,
જેવો વહાલો મધુવ્રત પદ્મરાગ, એવા મુને.
જેવું વહાલું મીનને લાગે છે નીર,જેવુ વહાલું લાગે છે મંજારને ક્ષીર,
જેવું વહાલુ લાગે બિબ ફ્લ કીર. એવા મુને.
જેવો વહાલો લાગે ચકોરને ઈંદુ,જેવું વહાલુ ચાતક સ્વાતિ ઘનબિંદુ,
જેવા વહાલા શ્રીગોપીજનને ગોવિંદ. એવા મુને.
જેવાં વહાલાં જાર પરસ્પર હોય, જેવુ વહાલુ ભોજન ક્ષુધિતને હોય
જેવું વહાલું મહાતૃષાતુરને તોય એવા મુને.
જેવોવહાલોઆત્માપોતાનેસૌજગત, જેવાવહાલાતમારાનિજભક્ત,
દયાપ્રીતમ ઘો તેવી નિજ આસક્તિ. એવા મુને.

---

## નામસ્મરણ.

### પદ ૯ મુ.

અલ્યા ઉઠતા કૃષ્ણ કહે, બેસતા કૃષ્ણ કહે,
સુતા શ્રીકૃષ્ણ કહે, હરતાં ફરતા.
ચાલતાં કૃષ્ણ કહે, દોડતા કૃષ્ણ કહે,
વણ કહે કૃષ્ણ રખે, કાંઇ કરતા. અલ્યા. ૧

કૃષ્ણ કહી ખાન કર, પાન કર કૃષ્ણ કહી,
કૃષ્ણ ગુણ ગાનકર, દુઃખ સુખમા.
ગુપ્ત પણ કૃષ્ણ કહે, પ્રકટ શ્રીકૃષ્ણ કહે,
અહર્નિશ કૃષ્ણને રાખ્ય મુખમા અલ્યા. ૨

પ્રીતે શ્રીકૃષ્ણ કહે, ભીતે પણ કૃષ્ણ કહે,
સહજ શ્રીકૃષ્ણ કહે કુષ્ણ કામે.
સર્વકાળે સદા સઘળે શ્રીકૃષ્ણ કહે,
સિદ્ધ કારજ સકળ શ્રીકૃષ્ણ નામે. અલ્યા. ૩

સહેજ બની આવે સાધન સકળ શિરમણિ,
ચેત આવ્યો ધસ્યો કાળ ડસવા.
લટકુ અમૂલક ચાલ્યું ચેતો દયા,
નહી તો નિશ્ચે પડશે હાથ ઘસવા. અલ્યા. ૪



## પ્રાકટ્યાનંદ.

(પદ ૧૭ મુ-રાગ કેદારો.)

નદનદન પ્રકટ સ્વામી સમજ્યા વિના,
બ્રહ્મ નિજ માને સુખ શુ વિચારો ?
નિરખી નિજ રૂપ જેમ હરખે કોઇ કામિની.
તેને સુખ કેવું હોય મનમા ધારો. નંદનંદન.

સજળ ઘન સમજે આનંદ શો સહિને ?
અન્ન ઉપજે નહીં વિના વૃષ્ટિ,
એમ અંતર્યામી ઓળખે શુ સર્યું ?
પ્રકટ અનુભવ વિના સુખ શું દૃષ્ટિ ? નદનદન.

નાગ સ્ફુટ નિરખિએ રાફડો પૂજીએ,
પ્રસન્ન થઈ ફલ કહો કોણ આપે ?
રાય રૂઠી રાણી જગમાં પૂજાય પણ,
કાંત વણ કામ દુ ખ કોણ કાપે ? નંદનંદન.

ઘૃત વિના માખણે મોદક ચોળાય નહીં,
પૂરવા દીપ નવ કામ લાગે.
પુત્ર પ્રકટ્યા વિના વંશ વૃદ્ધિ ક્યાંહાં ?
ઉદર ગર્ભ ન વંધ્યત્વ ભાગે નંદનંદન.
ધ્યાન ભોજન કરે ભૂખ ભાગે નહીં,
કાષ્ટ આમે તુર્ત ન લાહે લાગે.

સૂર્ય વ્રતવાળા દિન દેખી જમતા નથી,
અબ્જેંદુ ચકોર ચિત્ત સુખ ન જાગે નંદનંદન.

ગોલારાણા નામ ભાટનું રાયજી,
નાપિક પારેખ ધંતુર કનક કહાવે.
આકડો સૂર્ય જેમ બકરાને અજ કહે,
બ્રહ્મપણું જીવ તેવુ શોભાવે. નંદનંદન.

બ્રહ્મથી ઉપજ્યો પણ બ્રહ્મ થાયે ન જીવ,
મુક્તાફલ જલ કદાપિ ન થાય.
વસ્ત્ર પાછુ કપાસ ન કોટિ પ્રયત્ને,
ઉલટી વહી નદી મૂલમા ન જાય. નંદનંદન.

સનકાદિક બ્રહ્મમાં ભળી પાછા નીકળ્યા,
વ્રજવાસી નીકળ્યાં પ્રેમ પીવા.
ઉદ્ધવ શુકદેવ શિવ ભજનાનંદ ભોગિયા,
બ્રહ્માનંદ ત્યાગ્યો ઉતરેલો શીવા. નંદનંદન

અસુરને મુક્તિ તેમ જ્ઞાની વિરાગી મુનિ,
આપી લેતા નથી સેવક સાચા;
સ્વરૂપાનંદ સ્નેહ સુખ મોક્ષમાં ના મળે,
કહે દયો માગે બુદ્ધિના જે કાચા નંદનંદન.



.

# નિશ્ચિંતતા.

## પદ ૧૧ મું.

શ્રીગોવરધનધરણ શ્રીવલ્લભ લાડીલાજી,
શરણ ભલે છું સહુ વાતે નિશ્ચિંત જો.
બળીઆ બિરદ ભરોસે ભય સહુ ભાગિયા જો,
નિઃસાધન યદપિ નથી લક્ષણ સંતજો. શ્રી૦ ૧
[1]જ્ઞાને વા અજ્ઞાને આત્મ નિવેદીયો જો,
વ્રજવલ્લભ તમને શ્રીવલ્લભદ્વારા જો;
મહાપ્રભુવાક્ય તને નહિ કશી વેદના જો,
ચાડાલી તદપિ નિર્ભય નૃપદારા જો. શ્રી૦ ૨
કેટલો જીવ ઉચિત કૃતિ તેની કેટલી જો,
તે શું રીઝાવશે ? નિજ નંદકિશોર જો.
બલિષ્ઠ દોષ ઘણા પણ જોતા જીવના જો,
આપ ક્ષમા આગળ તેનું શું જોર જો ? શ્રી૦ ૩
નિજ ઉદ્યમ બલ તમને કોઈ ન પામ્યું જો,
પામ્યા શરણ સંબંધ સંગ પ્રતાપ જો.
તે શ્રીવલ્લભસુત ગુરુ પ્રબલ સંબંધ છે જો,
જીવ મંદમતિ માટે મિથ્યા તાપ જો. શ્રી૦ ૪

---

૧. अज्ञानादथवा ज्ञानात् कृतमात्मनिवेदनम् । यै कृष्णसात्कृतप्राणैस्तेषां का परिवेदना ? नवरत्नस्तोत्रे.

નિષ્કલંક જે આત્મસાત્ આપે કર્યો જો,
કૃપા પૂર્ણ કરી નહિ નિયામક કોય જો.
સત્સંકલ્પ સત્યગિરા શ્રીનાથજી જો,
નિજનો કહી કર ગ્રહ્યો દયો શિહ રોય જો   શ્રી૦ ૫

## ઇન્દ્રિયવિનિયોગ.

પદ ૧૨ મુ.

ગાજે ગાજે રે ગોવિન્દ ગુણ નિત્ય ગાજે (૨)
હસ્તવડે કરજે હરિસેવા, ચરણે હરિદર્શન ધાજે. ગાજે. ૧
નેત્ર નિરખજે નંદનંદને, હરિયશ રસ શ્રવણને પાજે ગાજે. ૨
ઘ્રાણને પુષ્પ પ્રસાદીતુલસી,પ્રભુનોપ્રસાદસાધુસંગેખાજે. ગાજે. ૩
નમનકરેશિરહરિહરિજનને,તીર્થંતીર્થમાતુ નિત્ય નહાજે. ગાજે. ૪
મન મધુવ્રત પદકમલે રાખે, દાસાનુદાસ હરિનો થાજે. ગાજે. ૫
સત્સંગતિ વિનાપલક ખોઇશમા,દુષ્ટ સંગ થકી દૂર થાજે. ગાજે. ૬
દેહધારી સહુપર દયા રાખે, હરિગુરુ હરિસમા ચહાજે. ગાજે. ૭
સાચો સ્નેહ રાખે કૃષ્ણસાથે,છલકરી વિશ્વને મા વહાજે. ગાજે. ૮
એશિક્ષા દયો કહે જોસથી આવે, તોવણશ્રમે વૈકુંઠ જાજે. ગાજે. ૯

## નામમહાત્મ્ય.

(પદ ૧૩ મું.)

('વૈષ્ણવ નથી થયો તું રે' એ રાગ)

હરિજી હૃદયે વિચારો રે, પ્રભુજી હૃદયે વિચારો.
મુજને તારો જગ જસ અતિ, માનો ગુણુ મારો રે ટેક.
પ્રમાણુ પંથે સર્વ ચાલશે તો, બિરદે જુઠા ઠરશો;
પતિતપણુ હું નહિ પાળુ તો, પાવન કોને કરશો? ૧
દાસ દોષ જોઈ નરક નાખશો, (તો) ક્ષમા ધરી શે કામે?
ન્યાય જુઓ તો દોષ ભસ્મ સહુ, એક તમારે નામે. ૨
શરણુ પડયો તોયે શુભ મતિ ન આપી, જાવા દીધો કુવાટે,
અધમોદ્ધારણુ બિરદ સત્ય કરવુ, સમજયો છુ તે માટે. ૩
શાસ્ત્રાધાર તમો કહ્યુ નાથ, સર્જન થા કર કૃતિ સારી,
તદપિ બગડી મે બિરદ સુધાર્યું, સ્વામી સ્વાર્થ વિચારી. ૪
નિ:સાધન ઉદ્ધાર નામ સત્ય કરવાં સર્વ સાધન મેં ત્યજીયાં,
દુષ્ટ દયાલ નામ સત્ય કરવા, દુષ્ટ કર્મ મે ભજીયાં, ૫
જ્ઞાનશૂન્યનું ગ્રહણુ જ કરવા, વિઠ્ઠલ નામ ધર્યું છે,
જ્ઞાનશૂન્ય તે માટે થયો છુ, રુચતું રાજ કર્યું છે. ૬
વિમુખ અધમ પામે જ અધોગતિ ઘટે ન સન્મુખ જનને,
સન્મુખ અધમ અધોગાત થાતા, બટ્ટો શ્રીમુખવચનને, ૭
દુષ્ટ ઠરી પ્રભુ ગમતું કર્યું મે, રાખ્યો મારો ધર્મ,
દયો બૂડતા ધર્મ બૂડશે, સમજી લેજો મર્મ. ૮

# વૈષ્ણવદર્શન.

( પદ ૧૪. )

તે ભગવદીયના દર્શન દુર્લભ, જેનું ભાગ્ય હોયે તેને તે ભેટે રે,
અવલોકન માત્રે અઘ નાસે, તાપ ત્રિવિધના મેટે રે. તે૦ ૧

પ્રેમ ભક્તિમા પગેલા પુરા, નિંદા કરે નહીં કોની રે,
અંતરમા અવિનાશી વસેલા, નિર્મળ મતિ સદા જેની રે. તે૦ ૨

સર્વસ્વ જેનું શ્યામસુંદર તેનું, નિશદિન ધ્યાન ન મૂકે રે;
શ્વાસ ઉચ્છવાસે શ્રીકૃષ્ણને સમરે, નિમિષેક નામ ચૂકે રે. તે૦ ૩

ક્ષમા દયા સમદૃષ્ટિ જેમાં, સત્ય પ્રથાએ ચાલે રે,
સંતોષી સાત્વિક ને વિવેકી, ભજનાનંદમાં મ્હાલે રે. તે૦ ૪

જેનું સર્વ સમર્પણ હરિને, સેવા કરે સ્નેહે સાચી રે,
દૃઢ વિશ્વાસ ધરે નિજ ધણીનો, બુદ્ધિ ન રાખે કાચી રે; તે૦ ૫

અન્યપ્રસાદી અન્યાશ્રય વરજે, ઘણું ગુરુ વૈષ્ણવ પર હેત રે,
પ્રાણી માત્ર તણું હિત ઇચ્છે, પરગજુ સ્નેહ સમેત રે. તે૦ ૬

ઇંદ્રજિત અભિમાન રહિત શુચિ, મોહ માયાથી અળગા રે,
જ્ઞાની ત્યાગી સુખ દુઃખ સમ લહે, સત્સંગને રહે વળગ્યા રે. તે૦૭

તે હરિજનના દાસના દાસનો, દાસ પ્રભુ મુને કરજો રે,
દયો ભણે તેના ચરણની રજ, મારા શિર પર સદા ઠરજોરે. તે૦૮



# તાદશી વૈષ્ણવ.

ઢાળ રાજીયાની, પદ ૧૫ મુ.

તાદશી જન તેને જાણીએરે, જેમા એવા ગુણ હોયરે,
નિંદાસ્તુતિ ના કરે કોઇની, સઘળે સમદૃષ્ટિ જોયરે. તાદશી જન.
દર્શન કરતા માત્રમારે, ભૂલાવે પ્રપંચનું ભાનરે
સ્મરણ કરાવે શ્રીકૃષ્ણનું, નસાડે અઘ અજ્ઞાનરે. તાદશી જન. ૧
સકળ ચરાચરને વિષેરે, વસ્યા દેખે ભગવાનરે,
શુભ ઇચ્છે સર્વ જગતનુ, લેશ નહી અભિમાનરે. તાદશી જન.૨
ગુણ ગાતા ગોવિંદનારે, પુલકિત તનુ થાયરે,
નેત્રે પ્રવાહ વહે પ્રેમના, હરખે હૃદય ન માયરે. તાદશી જન. ૩
પરદુ.ખે દાઝે ઘણુંરે, કરે કોઇનો ના દ્રોહરે,
ઇંદ્રજિત સાચા સદા, ના પામે માયામા મોહરે. તાદશી જન.૪
અકળ લીલા નંદલાલનીરે, તેમા લગ્ન જેનું મનરે,
પ્રીત બહુ પર ઉપકારમા, સદા પ્રસન્ન વદનરે. તાદશી જન. ૫
નટવર ઝળકે નેત્રમારે, કાન્તિ કરુણા મધ્યે હોયરે,
શાંત સ્વભાવ સંતોષ બહુ, દોષ કોઇના ન જોયરે. તાદશી જન.૬
વહાલા લાગે સહેજે સર્વનેરે, અતિ ઉદાર જેનું ચિત્તરે,
અનન્ય ભાવે ભજે કૃષ્ણને,જેને વહાલુ નહિ વિત્તરે.તાદશી જન.૭
હરિ ગુરુ વૈષ્ણવને વિષેરે, જેને સદા અતિ વહાલરે,
દૃઢ વિશ્વાસ અતિ દીનતા, બોલે વચન રસાલ. તાદશી જન. ૮

સેવા સ્મરણ સતસંગમારે, જેની આસક્તિ અતિરે,
કપટનો લેશ નહિ હૃદે, હરિ ચરણે સદા મતિ૦ તાદશી જન૦
વ્યસનાવસ્થા વિઠ્ઠલેશશુંરે, સદા મુખે કૃષ્ણ નામરે,
તે ભગવદીય તણા દાસનો, સદા દાસ દયારામરે. તાદશી જન. ૧૦

---

પદ ૧૬ મું.

વૈષ્ણવ નથી થયો તુંરે, હરિજન નથી થયો તુંરે, શીદ ગુમાનમાં
ઘુમે, વૈ૦ ટેક.

હરિજનને જોઈ હઈડું ન હરખે, દ્રવે ન હરિગુણ ગાતા,
કામ દામ ચટકી નથી છટકી ક્રોધે લોચન રાતા. વૈ૦ ૧
તુજસંગે કોઇ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે. તાહા લગી તું કાચો. વૈ૦ ૨
પરદુ.ખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન હું હું કરતો. વૈ૦ ૩
પરોપકારે પ્રીત ન તુજને સ્વારથ છુટયો છે નહીં,
કેહેણી તેવી રેહેણી ન મળે, કયહા લખ્યું એમ કેહેની. વૈ૦ ૪
ભજનારૂઢ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જગતતણી આશા છે જ્યાંહાલગી, જગત ગુરુ તુ દાસ. વૈ૦ ૫
મનતણો ગુરુ મન કરીશ તો સાચી વસ્તુ જડશે,
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે. વૈ૦ ૬

# મોક્ષાબ્ધિક ભક્તિ.

## નુરસારંગ પદ ૧૭ મુ.

વ્રજ વહાલુંરે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવુ,
ત્યાહા શ્રી નંદકુંવર ક્યાહાથી લાવુ. વ્રજ વહાલુ રે૦ ૧

જોઈયે લલિતત્રિભંગી મ્હારે ગિરિધારી, સંગે જોઈયે શ્રીરાધે પ્યારી
તે વિના નવ આબ્ય ઠરે માહારી. વ્રજ વહાલુ રે૦ ૨

ત્યા શ્રીજમુના ગિરિવર છે નહીં, મુને આસક્તિ છે ઘણી એએની
તેવિના મહાગે પ્રાણ પ્રસન્ન રહે નહી. વ્રજ વહાલુ રે૦ ૩

ત્યાહા શ્રીવૃંદાવન રાસ નથી, વ્રજવનિતા સંગ વિલાસ નથી,
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી વ્રજ વહાલુ રે૦ ૪

જ્યાંહાં વૃક્ષેવૃક્ષે વેણુના ધારી, પત્રે પત્રે છે હરિ ભુજ ચારી,
એક વ્રજરજ ચોમુક્તિ વારી. વ્રજ વહાલુ રે૦ ૫

જ્યાંહાવસવાનેશિવસખીરૂપથયા, હજુઅજવ્રજરજનેતરસતા રહ્યા
ઉદ્ધવ સરખા તે તૃણ કૃષ્ણ થયા વ્રજ વહાલુ રે૦ ૬

સુખ સ્વર્ગનુ કૃષ્ણવિના કડવુ, મને ન ગમે બ્રહ્મ સદન અડવું,
ધિક સુખ જેને પામી પાછુ પડવું. વ્રજ વહાલુ રે૦ ૭

શુ કરૂં શ્રીજી હું સાયુજય પામી, એકતામાં તમો ના રહો સ્વામી
મ્હારે દાસપણામા રહે શી ખામી. વ્રજ વહાલુ રે૦ ૮

વ્રજજન વૈકુંઠ સુખ જોઇ વળ્યા, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાભળ્યાં
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યા                વ્રજ વહાલું રે૦ ૯

ગુરુબળે ગોકુળવાસી થાશું, શ્રીવલ્લભ શરણે નિત્યે જાશુ,
દયા પ્રીતમ સેવી રસ જસ ગાશું.            વ્રજ વહાલુ રે૦ ૧૦

---

## પ્રેમ.

### પદ ૧૮ મુ.

જે કોઈ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમા ઠરે.   ટેક.
સિંહણકેરૂ દૂધ હોય તે, સિંહણ સુતને જરે,
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે.        પ્રેમરસ. ૧
સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે,
ક્ષાર સિંધુનું માલછડુ જ્યમ, મીઠા જળમા મરે. પ્રેમરસ. ૨
સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે,
વગળવશીને વમન કરાવે, વેદવાણી ઉચ્ચરે        પ્રેમરસ. ૩
ઉત્તમ વસ્તુ અધિકારવિના મળે, તદપિ અર્થ ના સરે,
મત્સ્યભોગી બગલો મુક્તાફળ, દેખી ચચુ ના ભરે. પ્રેમરસ. ૪
એમ કોટિ સાધને પ્રેમવિના, પુરુષોત્તમ પૂઠ ન ફરે,
દયાપ્રીતમ શ્રીગોવર્ધનધર, પ્રેમભક્તિયે વરે,      પ્રેમરસ. ૫

---

# પ્રેમપરીક્ષા.

( ગરબો, પદ ૧૯ )

ઉદ્ધવજી છે અળગીરે, વાત એક પ્રેમતણી,
કોઈ અનુભવી જાણેરે, કહેતા તો ન આવે બની. ૧

પ્રસૂતાની પીડારે, વંધ્યા તે શુ જાણે?
જાણ્યું કેમ આવેરે, માણ્યાને પરમાણે. ૨

મૂંગે સાકર ખાધીરે, ગુંગાને સ્વપ્ન થયુ,
સરવે મન જાણેરે, બીજાને નવ જાય કહ્યું. ૩
ઘાયલના દુ ખનેરે, કાયર તેતો શુ પ્રીછે,
એમા જ્ઞાની લહે નહીંરે, રતિની ગતિ શી છે ૪

નેમ સઘળા નાસેરે, પ્રેમ જ્યારે વ્યાપે,
જેને નિદ્રા આવીરે, તે ઉત્તર કયમ આપે ૫
આશક માશુકમારે, રૂપ ગુણ સહુ દેખે,
જેવુ ભાસે છે તેહને રે અવર તેવુ નવ પેખે. ૬

જેનું ચિત્ત જ્યાહા ચોટયુ રે, તેને તેથી સુખ થાયે,
સ્વાદ શો છે અગ્નિમારે, ચકોર ભાવે ખાયે. ૭
રીત પ્રીતની એવીરે, તેનું સુખ તે જાણે,
અનુભવથી અજાણ્યોરે, તેના અવગુણ આણે. ૮
સ્નેહ સુખથી ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગીરે, વેલી તો ફરી ના હટે. ૯

શીખે સાંભળે ન આવેરે, ઉદ્ધવ ગત પ્રેમતણી,
કરવી નથી પડતીરે, એની મેળે આવે બણી. ૧૦
પ્રીત બાઝે તો સહેજેરે, છુટે ના પછી છોડી,
મચ્છને દુઃખ દેછેરે, ગળ્યા પછી અંકોડી. ૧૧
સાચી પ્રીત તો પ્રાણ લેરે, સાધારણ થાય પરી,
દાદુર જળવણ જીવેરે, માછલડા તો જાય મરી ૧૨
મ્હોટી મનની મોહનીરે, પ્રીતથી બીજી ન મળે,
જડ પણ જુઓ લોઢું રે, ચમકને દેખી ચળે ૧૩
છીપ રહે છે સાગરમાંરે, ઈચ્છા સ્વાતી બુંદતણી,
જુઓ દ્રષ્ટિ ચકોરનીરે અચળ રહે ઇંદુભણી ૧૪
લજ્જા સુધ બુધ સાગ્રથરે, પ્રેમીજનમાં ન ટકે,
મધુકર વાસ કોરેરે, કમળ નવ ભેદી શકે. ૧૫
મૃગ સ્હેજે મરે છે રે, પલાયન અભ્યાસી,
રાગ અનુરાગ પાશેરે, બાંધ્યું ન શકે નાસી. ૧૬
દ્રષ્ટિ પ્રીતનો માર્યોરે, પતંગ દીપકમા બળે,
જાય પ્રાણ પોતાનોરે, તોયે સ્નેહીને મળે ૧૭
રહે ચાતક તરસ્યોરે, સદા બાર માસ લગી,
પીએ સ્વાતીનું વારીરે, અવર પરસે ન ડગી. ૧૮
વિખના વ્યસનીનેરે, સાકર પણ સુખ ના કરે,
પય પાણીથી ઉત્તમરે, મીન તેમા નાખે મરે. ૧૯

જેનું મન જેશુ માન્યુરે, તેને સુખ તેથી મળે,
તે વિના તેથી સારૂરે, નાવે તેની આખ તળે ૨૦
બે વૈરાટના લોચનરે, ઈંદુ ભાનુ ભેદ કશો.
કંજ કરમાય ચદ્રેરે, ફુલે રવિ નેહ વસ્યો ૨૧
કંઠે વળગી ના છુટેરે, એ પ્રેમતણી ફાંસી,
કાચો હોયતો તૂટેરે, ગૂણી જગની હાસી. ૨૨
છે અગમ પથ સ્નેહનોરે, ઉદ્ધવજી તેં નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ પણ લાગે મીઠો. ૨૩
જોગ તો તેને જોઇયે રે. જેનું મન જગમા ભમે,
તે તો અચળ હમારૂં રે, ચિત્ત રસિયામા રમે ૨૪
જેનુ મન માને રે, જોગ તે સુખે ગ્રહો,
અમો તો એહ માગુ રે, પ્રીતમજી શુ પ્રીત રહો. ૨૫
તમારા હરિ સઘળે રે અમારા તો એક સ્થળે,
તમો રીઝો ચાંદરણેરે, અમો રીઝુ ચદ્ર મળે. ૨૬
ઈંદુને અવલોકીરે, ચકોરનુ ચિત્ત ઠરે,
તે પ્રકાશને પેખીરે, કહો શું સતોષ ધરે. ૨૭
એવાં વચન સુણીને રે ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી,
જોગ જંજાલ છુટી રે, ગયું મન સ્નેહે મળી ૨૮
અભિમાન મૂકીને રે, ઉદ્ધવ ગોપી પાય પડયા,
કહું દયા પ્રીતમજીરે, નિશ્ચે એક તમને જડયા.

---

( પદ ૨૦–રાગ કાલિ ગડો; )

સખી હું તો જાણુતી જે સુખ હશે સ્નેહમા, સખી હું તો ટેક
હું શું જાણુ જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમા– સખી૦ ૧
પીડા પામે રે પૂરા થશે નવ ભાવે,
જાદુડો એવો જે કાઇ એહમા– સખી૦ ૨
રૂપ ને ગુણ સહુ તે તેમા દેખે,
મન માન્યું જેનું જેહમા– સખી૦ ૩
સ્વાધીનને પરાધીન કરી નાખે,
નેહ વિના એહ બળ કેહમા– સખી૦ ૪
હું દુખી યહાંને વ્હાલો વિકળ ત્યહા છે,
સુખી ના મળે કોઇ બેહમા– સખી૦ ૫
દયાનો પ્રીતમ સદા સમીપ વસે તો,
ભીજી રહુ આનંદ મેહમા– સખી૦ ૬

---

અજ્ઞ વ્યાકરણી !

પદ ૨૧

શું જાણે વ્યાકરણી વસ્તુને, શું જાણે વ્યાકરણી,
મુખ પર્યંત ભર્યું ઘૃત તદપિ, સ્વાદ ન જાણે બરણી. ૧
સુંદર રીતે શાક વઘાર્યું, ભોગ ન પામે ભરણી,

અંતરમાહે વસે અગ્નિ પણ, આનંદ પામે ન અરણી. ૨
નિજ નાભિમા કસ્તૂરી પણ, હર્ષ ન પામે હરણી,
દયો કહે ધન દાટયું ઘણું પણ, ધનવંત કહાવે ન ધરણી. ૩

---

પદ ૨૨–રાગ સોરઠ.

કામણુ દીસે છે અલબેલા તારી આંખમારે,
ભોળું ભાખ મારે, કામણુ દીસે છે અલબેલા૦ ટેક.
મંદ હસીને ચિતડું ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું,
અધપહિયાળી આંખે ઝીણું ઝાખ મારે, ભોળું ભાખ૦ ૧
નખશિખરૂપ ઘણું રઢિયાળું, લટકું સલણું કામણગાળું,
છાનાં ખંજન રાખે પંકજ પાંખમાંરે, ભોળુ ભાખ૦ ૨
વહાલભરી વશકરણી વાણી, તારુણીનું મન લેછે તાણી,
ભ્રુકુટિ મટકાળી ભુરકી નાખમારે. ભોળું ભાખ૦ ૩
દયા પ્રીતમ નિરખે જે થાયે, તે મેં મુખડે ન કહેવાયે
આ વિનતિ આતુરતાની આવડી સાંખ મારે, ભોળું ભાખ૦૪

---

પદ ૨૩–રાગ સોરઠ.

તેં તો ઘટઘટમા ઘર કીધુ, વાલમ વણાગીયારે,
કાળજું કોરાણું કંદર્પનાં શર વાગિયારે, તેં તો. ટેક.
રોમરોમ રસિયો તું વસિયો, ભવભવ સહેજે તું ખસિયો.
વિરહના અંગારા અંગે જાગિયાં રે. તેં તો ઘટઘટ. ૧

માતા પિતા મૈયર સંતાપે, સાસરિયાં અતિ આરત આપે,
દુર્જન દુશ્મન સહુકો પુઠે લાગીયારે. તે તો ઘટઘટ. ૨
કહાન કટાક્ષ કરી તું ભાળે, તેમાંનું કઇ નહિ હસિ રાળે,
તે સાચુ સમજી પીડે લોક અભાગિયારે. તેં તો ઘટઘટ. ૩
દયાપ્રીતમ પ્રીત કરી ન ફાવી, વણુ વેપારે જોખમ આવી
કહ્યું ના માને પ્રાણુ થયા અનુરાગીયારે. તે તો ઘટઘટ. ૪

---

પદ ૨૪–રાગ હોરી.

કયમ ભરિયેરે, કયમ ભરિયે, જળ જમનાનુ નીર,
નંદકુંવર કેડે પડયો. કયમ૦ ટેક.

હુ તો ઓથા લઇ આઘી રહૂં સામો આવે.
સામો આવેરે, સામો આવે, નંદજીનો લાલ. નંદકુંવર. ૧
હાંરે વ્હાલો તાકી મારે પીચકારીયો, આવી વાગે,
આવી વાગેરે આવી વાગે, આવી વાગે, મારા તનડામા તીર.
નંદકુંવર૦ ૨

કેસુડે રોળી ચોળી ગુલાલમાં, વણુસાડયા
વણુસાડયારે વણુસાડયા, મારા ચોળીને ચીર. નંદકુંવર૦ ૩
હાવા હરાયા તે દીન હોરીતણા, એ હરાયા,
એ હરાયારે, એ હરાયા, નંદજીનોરે લાલ. નંદકુંવર૦ ૪

કે મુંને દાસ દયાના સ્વામી મળ્યા, તેણે દીધા,
તેણે દીધારે, તેણે દીધાં, મુને ધારણધીર. ન દકુંવર૦ ૫

---

પદ ૨૫ મુ.

નિશ્ચેના મેહેલમાં વસે મ્હારો વાલમોરે, વસે વ્રજલાડીલોરે,
જે રે જાચે તે આંખી પામે જીરે;
ભૂલા ભમે તે બીજા સદનમા શોધેરે, હરિ ના મળે એકે ઠામેરે.
નિશ્ચે૦ ૧

સત્સંગ દેશમા ભક્તિ નગર છેરે, પ્રેમની પોળ પૂછી જાજોરે,
વિરહતાપ પોળીઆને મળી મ્હોલે પેશજોરે, સેવા સીડી ચડી ભેળા
થાજોરે. નિશ્ચે૦ ૨

દીનતા પાત્રમા મનમણિ મૂકીરે, ભેટ ભગવતજીને કરજોરે,
હુંભાવ પુભાવ નોછાવર કરીનેરે, શ્રીગિરિધર વર તમો વરજોરે.
નિશ્ચે૦ ૩

એરે મંડાણનું મૂળ હરિ ઇચ્છારે, કૃપાવિના સિદ્ધિ ન થાએરે,
શ્રીવલ્લભશરણથકી સહુ પડે સહેલું રે, દૈવીજનપ્રતિ દયો ગાયેરે.
નિશ્ચે૦ ૪

---

